# પ્રસ્તાવના.

શ્રીમાન્ વૈજનાથજી પોતે શ્રીમાન્ નથુરામશર્માના ગુરુ છે એમ જનસમૂહમાં વારંવાર કહેતા હતા એટલુંજ નહીં પરંતુ તેમનું જીવનચરિત્ર તેમના શિષ્ય શ્રીયુત ત્રિકમલાલનામના એક ઉન્માદવાળા ગૃહસ્થે તેમની પ્રેરણાથી પ્રકટ કર્યું છે તેમાં પણ તેઓ જાણે શ્રીમાન્ નથુરામશર્માના વાસ્તવિક ગુરુ હોય એમ પ્રકટ કરીને શ્રીમાન્ નથુરામશર્માનો પ્રસિદ્ધ મહિમા ન્યૂન કરવાનો અને તેમના ગુરુનો મહિમા વધારવાનો ખોટો પ્રયત્ન કર્યો છે. આ સિવાય તેમણે બીજી કેટલીક વધારે પડતી, ખોટી ને ન છાજતી બાબતો પ્રકટ કરી છે. જોકે આમ કરવાથી જેઓ ખરા વિવેકી છે તેઓને તો આ બન્ને પુરુષોમાં ઉંચા હૃદયના ક્યા મહાપુરુષ છે તે નક્કી કરવામાં હરકત આવે એમ નથી, પરંતુ જેઓ સ્થૂલબુદ્ધિવાળા છે તેમના મનની શંકા દૂર કરવા આ લેખ શ્રીમાન્ વૈજનાથજી તથા શ્રીયુત ત્રિકમલાલ જીવતા હતા ત્યારે બ્રહ્મનાદના વર્ષ ત્રીજાના ૬ ઠ્ઠા તથા ૧૨ મા અંકમાં અને વર્ષ ૪ થાના પાંચમા અંકમાં માત્ર અસત્યના ખંડનમાટે ખેદસહિત પ્રકટ કરવામાં આવ્યો હતો. તે લેખને વ્યવસ્થિત કરીને સત્ય જણાવવામાટે, ભ્રાંતજનોની ભ્રાંતિ વિદૂર કરવામાટે, તથા ગપો અટકાવવામાટે કેટલાક સજ્જનોની ઇચ્છાથી મધ્યસ્થભાવે પુનઃ લખી આ પુસ્તકરૂપે પ્રકટ કરવામાં આવ્યો છે. આગળના લેખમાં જે પ્રયોગ વર્તમાનકાળમાં હતા તે પ્રયોગો પ્રસંગને અનુસરીને આ લેખમાં ભૂતકાળમાં કરવામાં આવ્યા છે.

મ૦ મ૦ ત્રિવેદી.



ॐ

# શ્રીસત્યપ્રભાકર.

રજનીરાય—પ્રિય દિવાકર! પ્રસન્ન છો? આપણે બહુ દિવસે મળ્યા. હું આપને કેટલાક વિષયોવિષે પ્રશ્નો પૂછી તેમાં સત્ય શું છે તે જાણવા ઇચ્છું છું. તો આપ કૃપા કરીને મારી શંકાઓનું વાસ્તવિક સમાધાન કરવા શ્રમ લેશો એવી હું આશા રાખું છું.

દિવાકર—તમારે જે પૂછવું હોય તે પ્રસન્નતાથી પૂછો. મારા જાણવામાનવાપ્રમાણે જે સત્ય હશે તે હું તમને સ્પષ્ટ રીતે કહીશ.

રજનીરાય—શ્રીમાન્ વૈજનાથજી મોતીરામને તથા શ્રીમાન્ નથુરામશર્માને તમે સારી રીતે ઓળખતા હશો. શ્રીમાન વૈજનાથજી પોતાની પાસે આવનારા કેટલાક અજાણ્યા મનુષ્યોની પાસે ને પોતાના શિષ્યો તથા શિષ્યાઓની પાસે એમ કહેતા હતા કે ઋગાદિ ચારે વેદોનાં આહ્નિકપ્રકાશો તથા યોગકૌસ્તુભ ને ઉપનિષદો આદિ શ્રીમાન્ નથુરામશર્માનાં લખેલાં નથી, પણ મારાં પોતાનાં લખેલાં છે. આમાં સત્ય શું છે?

દિવાકર—"મૃગજળમાં સ્નાન કરીને, માથે આકાશનાં પુષ્પોનો મુકુટ ધારણ કરીને, તથા હાથમાં સસલાનાં શિંગડાંનું ધનુષ્ લઈને આ વંધ્યાપુત્ર આવે છે," આ વાક્યમાં જેટલી સત્યતા છે

તેટલીજ સત્યતા તમે કહો છો તે રીતે જો શ્રીમાન્ વૈજનાથજીએ તેમના ભજતીઆઓની આગળ કે બીજાપાસે મિથ્યાભિમાનને વશ થઇ કહ્યું હોય તો તેમાં છે. વિચાર, ભાષા ને જોડણી જોવાથીજ તટસ્થ વિવેકીને એ વાતનો સંદેહરહિત નિર્ણય થઇ શકે એમ હોવાથી સૂર્યના પ્રકાશને બતાવવામાટે જેમ દીપકાદિની અગત્ય રહેતી નથી તેમ આ વાતના વાસ્તવિક નિર્ણયમાટે અન્ય પુરાવાની અગત્ય રહેતી નથી. તેના છપાવનારાઓનો ઘણો ભાગ તથા કેટલાક લેખોની છાપતાની નકલ કરનારાઓ પણ વિદ્યમાન છે, તેમને પૂછવાથી પણ એ વાત સ્પષ્ટ થઇ શકે એવી છે. કોઇ પણ પ્રકારના સાચા પુરાવાવિના માત્ર કહેવાથીજ કોઇ વાતની સિદ્ધિ થઇ શકતી નથી. જો કથનમાત્રથીજ કોઇ વાતની સિદ્ધિ થતી હોય તો સર્વની સર્વત્ર સિદ્ધિ થઇ શકે. યોગકૌસ્તુભની પહેલી આવૃત્તિ લખીને શ્રીમાન્ નથુરામશર્માતરફથી જ્યારે તૈયાર કરવામાં આવી ત્યારે શ્રીમાન્ વૈજનાથજીએ મુક્તશાસ્ત્રમાંથી કેટલાક ઊતારા લખી મોકલ્યા હતા, તેમાંના કેટલાક ઊતારામાં કેટલોક ફેરફાર કરી તેનો અગત્યનો સાર તેમના સંતોષને માટે તે ગ્રંથમાં દાખલ કરી તેમના સંતોષને માટે શ્રીમાન નથુરામશર્માના નામની પછી શ્રીમાન્ વૈજનાથજીનું નામ પણ ગ્રંથકર્તાતરીકે પ્રકટ કરવામાં આવ્યું હતું. જો તેઓ ગુરુ હોય તો તેમનું નામ બીજું કેમ મૂકવા દે? પછી જ્યારે બીજી આવૃત્તિ પ્રકટ કરવાનો સમય આવ્યો ત્યારે લોકહિતમાટે પહેલી આવૃત્તિનું આખું સ્વરૂપ બદલી, તેમાં સોળ પ્રભાઓરૂપ વિભાગ કરી, ગ્રંથની નવીન રચના કરવામાં આવી. તેમાં મુક્તશાસ્ત્રના ઊતારાઓના સારની અગત્ય ન રહી, તેથી શ્રીમાન્ વૈજનાથજીનું નામ પહેલી આવૃત્તિમાં

લેવામાં આવ્યું હતું તે સત્યની ખાતર બીજી આવૃત્તિમાં મૂકી દેવામાં આવ્યું. જે ગ્રંથો પોતાના કરેલા છે એમ શ્રીમાન્ વૈજનાથજી કહેતા હતા તો તે વિષે તેમણે યોગ્ય પુરાવો રજુ કરવો જોઇતો હતો. આખા ગ્રંથનો નહિ તો વાક્ય કે વાક્યો છપ્યાનો પુરાવો રજુ કરવો જોઇતો હતો. માનની તૃષ્ણાને વશ થઇ અયોગ્ય ને અસત્ય પ્રસિદ્ધ કરવું એમાં ડહાપણ કે સજ્જનતા નથી.

રજનીરાય—આવી સ્પષ્ટ વાતમાં હવે વિવેકીને તો લેશ પણ શંકા આવે એવો સંભવ જણાતો નથી, પણ શ્રીમાન્ વૈજનાથજી પોતાની મોટાઇ વધારવા વારંવાર લોકોને મોઢે એમ કહ્યા કરતા હતા કે હું શ્રીમાન્ નથુરામશર્માનો ગુરુ છું તો તેમાં મારે શું સમજવું ?

દિવાકર—તમારે જાણવું જોઇએ કે જેઓ હું અમુકનો ગુરુ છું એમ કહે તેઓ બીજા પુરાવાવિનાજ નક્કી કરી શકાય કે વસ્તુતાએ ગુરુપદને યોગ્ય હોતા નથી. જેઓ ગુરુપદને યોગ્ય હોય છે તેમને કોઇના ગુરુ થવાની ઇચ્છાજ હોતી નથી, તો પછી હું અમુકનો ગુરુ છું એમ કહેવાનો મિથ્યાશ્રમ તેઓ શામાટે લે ? જે શિષ્યના હૃદયના અજ્ઞાનની નિવૃત્તિ કરે, વા તેની નિવૃત્તિ કરવાનાં સાધનોનો પરમકરુણાથી વાસ્તવિક ઉપદેશ કરે, એવા વિરલ શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ પુરુષ ગુરુપદને યોગ્ય મનાય છે. એટલું સાચું કે શ્રીમાન્ વૈજનાથજીએ ઘણાં વર્ષો-પૂર્વે શ્રીમાન્ નથુરામશર્માને એક પ્રકારની નેતિ શીખવી હતી, તથા તેમની વચ્ચે પ્રાણાયામની ચર્ચા થઇ હતી, ને શ્રીમાન્ નથુરામશર્માએ તેમને બંગાળી લિપિ તથા ઉપદેશપદ્ધતિ શીખવી હતી. વળી જો શ્રીમાન્ વૈજનાથજી શ્રીમાન્ નથુરામશર્માના વાસ્તવિક ગુરુ હોય તો શ્રીમાન્ વૈજનાથજી પોતાનાં પત્નીને લીંબડીમુકામે શ્રીમાન્ નથુરામશર્માપાસે દીક્ષા શામાટે અપાવે ? જો શ્રીમાન્ વૈજનાથજી

એમ માનતા હોય કે હું પ્રથમ ગુરુ હતો, પણ પછી શ્રીમાન્ નથુરામશર્માની યોગ્યતા વધવાથી મેં તેમને મારા મિત્રતરીકે સ્વીકાર્યા હતા, તો તેમનું તે માનવું પણ ભૂલભરેલું છે. જો શ્રીમાન્ નથુરામશર્મા પોતાના મિત્ર ન હોય અને શિષ્ય હોય તો તેમને શ્રીમાન્ વૈજનાથજીથી મિત્રપદ આપી શકાયજ નહીં. તમે કહો કે શ્રીમાન્ વૈજનાથજી એક વાર જણાવતા હતા કે મેં માંગરોલપાસેના કામનાથમાં શ્રીમાન્ નથુરામશર્માને ગુરુદક્ષણા ( ગુરુદીક્ષા ? ) આપી હતી તો તમને મારે સ્પષ્ટ કહેવાનું કે તેમના મનોરાજ્યમાં તેવી વાત હશે, પણ ત્યાં તેવું કશું બન્યું નહોતું એ વાત નિર્વિવાદ છે. ત્યારે શ્રીમાન્ નથુરામશર્માને જ્ઞાનલાભ કેવી રીતે થયો હશે એમ તમને શંકા થાય તો તેના સમાધાનમાં કહેવાનું કે મારા ધારવાપ્રમાણે અંતર્યામીની કૃપાથી, સત્શાસ્ત્રોના વાચનમનનથી, નિદિધ્યાસનથી, ને સત્પુરુષોના સમાગમથી તેમને જ્ઞાનલાભ થયો હશે. વિવેકીને સદ્ગુરુ તો એકજ હોય છે, ને હેયોપાદેયરૂપ સમજ ગ્રહણ કરવામાટે તો તેવા પુરુષ ઘણામાં ગુરુબુદ્ધિનો આરોપ કરી શકે. જેમ પૂજ્ય શ્રીદત્તાત્રેયે પૃથિવી આદિ ચોવીશ પદાર્થોમાં ગુરુબુદ્ધિનો આરોપ કર્યો હતો એમ શ્રીભાગવતમાં જણાવ્યું છે. એક વિદ્વાન્ કવિને કોઇએ પૂછ્યું કે “ મહાશય ! તમે આટલું બધું ડહાપણ કોની પાસેથી સંપાદન કર્યું ? ” ત્યારે તે વિદ્વાન્ કવિએ કહ્યું કે “મૂર્ખાઓપાસેથી.” તે ઉત્તર સાંભળી પ્રશ્ન પૂછનારે પુનઃ તેમને પૂછ્યું કે “ મહાત્મન્ ! ક્ષમા કરશો. આપનું આ કહેવું હું બરાબર સમજી શકયો નથી. ડહાપણ ડાહ્યા માણસોપાસેથી મેળવી શકાય એ પ્રસિદ્ધ વાત છે, પણ મૂર્ખાઓ કે જેમની પાસે ડહાપણનો લેશ પણ હોવા

સંભવ નથી, તેમની પાસેથી ડહાપણ કેવી રીતે મેળવી શકાય ?" તેના પ્રત્યુત્તરમાં તે વિદ્વાન્ કવિએ કહ્યું કે "સજ્જન ! મૂર્ખાઓની જે જે મૂર્ખાઇથી તેમને હાનિ થતી મે જોઇ, તે તે મૂર્ખાઇ અપકારક છે એમ સમજી મેં મારા હૃદયમાં રહેલી મૂર્ખાઇઓ ક્રમથી મૂકી દીધી. આવી રીતે મેં મૂર્ખાઓપાસેથી સમજણ પ્રાપ્ત કરી છે." આવી રીતે વિચારીએ તો આખું જગત્ કોઇ કોઇ રીતે વિવેકી પુરુષના ગુરુતરીકે ગણી શકાય, તો પછી જગત્‌ના એકભાગરૂપ એક વ્યક્તિ કોઇ અંશે કોઇ વિવેકીના ગુરુરૂપ ગણાય વા આરોપાય તો તેમાં શું આશ્ચર્ય ?

રજનીરાય—શ્રીમાન્ વૈજનાથજીએ પોતાના મનના સંતોષમાટે અને વિશેષે અન્યની આગળ પોતાની મહત્તા જણાવવામાટે ઘણાં વર્ષોપૂર્વે શ્રીમાન્ નથુરામશર્માતરફથી સારગ્રાહી બુદ્ધિથી આવેલા કેટલાક કાગળો પોતાના જીવની પેઠે સાચવી રાખ્યા હતા, તેમાં શ્રીમાન્ વૈજનાથજીપ્રતિ શ્રીમાન્ નથુરામશર્માએ બહુ વિનય જણાવ્યાનું સંભળાય છે. જો તેના સંબંધમાં મારે કાંઇ જાણવાજેવું હોય તો તે હું જાણવા ઇચ્છું છું.

દિવાકર—હ્યો જાણો. શ્રીમાન્ નથુરામશર્માનો બ્રહ્મવિદ્યા, યોગવિદ્યા ને શુભગુણોપ્રતિ પક્ષપાતવાળો સ્વભાવ હોવાથી તેમજ શ્રીમાન્ વૈજનાથજીના હૃદયના ને પ્રવૃત્તિના થોડા પરિચયથી તે પત્રોમાં માત્ર બ્રહ્મવિદ્યા, યોગવિદ્યા ને શુભગુણોપ્રતિ બહુ વિનય બતાવવામાં આવ્યો હશે, એમ હું અનુમાન કરું છું. હાડચામપ્રતિ તો તેઓ બહુ વિનય સંભવે નહિ એ સ્પષ્ટ વાત છે. પછી જેમ જેમ તેમના હૃદયનો ને પ્રવૃત્તિનો પરિચય શ્રીમાન્ નથુરામશર્માને વધતો ગયો

તેમ તેમ શ્રીમાન્ વૈજનાથજીપ્રતિનો શ્રીમાન્ નથુરામશર્માનો પત્રવ્યવહાર ન્યૂન થતો ગયો, અને અંતે તેમના હૃદયની સ્થિતિ જોઇ તેમની સાથેનો સર્વ પ્રકારનો સંબંધ શ્રીમાન્ નથુરામશર્માએ છોડી દીધો. જૂનાં પત્રોની સાથે થોડાં નવાં પત્રો પણ તેમણે સંગ્રહી રાખવાં જોઇતાં હતાં. વળી તેમાં સાચાં કેટલાં હશે તે કેમ કહી શકાય? મોટાઇ કોઇને માગી મળતી નથી, વા તેની પછવાડે દોડવાથી પણ કોઇથી તે મેળવી શકાતી નથી, પણ જો અંતઃકરણમાં યોગ્યતાનો સદ્‌ભાવ હોય તો ત્યાં મોટાઇ એની મેળે તેનું સ્થાન પૂછતી પૂછતી ચાલી આવે છે. હું ગુરુ છું એમ માનતાં ને કહેતાંજ ઇચ્છા ન હોય તોપણ તેને ( એમ માનનારને તથા કહેનારને ) લઘુપણું આવીને વળગી પડે છે. “ બડા બડાઇ ના કરે, બડા ન બોલે બોલ; હીરા મુખસેં ના કહે લાખ હમારા મોલ. ” શ્રીસૂર્ય પોતાનો પ્રકાશયુક્ત સ્વભાવ છે, એમ કોઇ વેળા કોઇને કહેતા નથી, તોપણ પૃથિવીપરના દેખતા સર્વ લોકો સૂર્યને પ્રકાશયુક્ત સ્વભાવવાળા જાણે છે. રાહુને કોઇ આંખવાળો મનુષ્ય પ્રકાશવાળો કહેતો નથી.

રજનીરાય—આ સમયમાં કોઇ મનુષ્યથી દીર્ઘકાળપર્યંત સમાધિ થઇ શકે વા નહિ?

દિવાકર—પ્રાણસહિત અંતઃકરણના નિરોધવાળો સમાધિ દીર્ઘકાળપર્યંત આ સમયમાં કોઇ મહાપુરુષજ કરી શકે. બ્રહ્માકારવૃત્તિ અભ્યાસાદિના પ્રમાણમાં યોગીને ન્યૂનાધિક સમય રહી શકે ખરી. આવી વૃત્તિવડે જીવન્મુક્તિનો વિલક્ષણ આનંદ અનુભવવા ઇચ્છનારા જ્ઞાની પુરુષો પોતાનો વ્યવહાર પરિમિત કરી એકાંતસેવન કરે તો

તેઓ ગૌણપ્રધાનભાવે બ્રહ્માકારવૃત્તિ રાખી લાંબા સમયસુધી બ્રહ્માનંદામૃતનું પાન કરી શકે.

રજનીરાય—સદ્‌ગુરુએ પોતાનામાં સદ્‌ગુરુનો ને અન્યમાં શિષ્યનો આરોપ કરવો ? કે શિષ્યે પોતાનામાં શિષ્યનો ને પોતાના શાસ્ત્રોક્ત લક્ષણોવાળા સદ્‌ગુરુમાં સદ્‌ગુરુની બુદ્ધિનો આરોપ કરવો ?

દિવાકર—શાસ્ત્રદૃષ્ટિએ શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ પુરુષજ સદ્‌ગુરુ વા આચાર્ય થવાને યોગ્ય ગણાય છે. એવા મહાપુરુષ ભૂમારૂપ (સર્વવ્યાપક બ્રહ્મરૂપ) હોવાથી પોતાનાથી ભિન્ન કોઇ પણ પ્રાણિ-પદાર્થને સત્યરૂપે જોતા નથી, તેમ સ્વાભાવિક ગુરુ—મહાન્—હોવાથી તેમના અંતઃકરણમાં કોઇના ગુરુ થવાની ઇચ્છા પણ હોતી નથી. જો તેમના અંતઃકરણમાં કોઇના ગુરુ થવાની કે ગુરુ કહેવડાવવાની ઇચ્છા હોય વા થાય તો તેમની સ્થિતિમાં તે દૂષણરૂપ ગણાય છે, તે દૂષણ તેમના માની લીધેલા આચાર્યપદથી તેમને નીચે ઊતારી દે છે. સમર્થ સદ્‌ગુરુ વા આચાર્ય કોઇ પણ પ્રકારની સ્પૃહાવિના સર્વ પ્રાણીઓના હિતને ઇચ્છે છે, પણ પોતાનામાં ગુરુપદનું અભિમાન ધારણ કરીને અને અન્યમાં શિષ્યની બુદ્ધિનો ભાવ રાખીને તેમ કરતા નથી. અકૃતાર્થ શિષ્યને કૃતાર્થ થવું છે, માટે તે શુદ્ધભાવથી પોતાનામાં શિષ્યપણાનો આરોપ કરે, ને શાસ્ત્રોક્ત લક્ષણયુક્ત પોતાના સદ્‌ગુરુમાં સદ્‌ગુરુનો આરોપ કરે, તથા તેઓશ્રીમાં શ્રીઇશ્વરના સર્વ સ્વભાવોનો આરોપ કરી તેઓશ્રીને પરમાત્મસ્વરૂપ વા પરમાત્મતુલ્ય સમજે, ને તેઓશ્રીપ્રતિ તેવી રીતે બોલવાનો, લખવાનો, ને સ્તુતિ કરવાનો વિનય દર્શાવે તો તેની તેવી પ્રવૃત્તિ તેનાં પારમાર્થિક સાધનોપર તથા તેના વ્યવહારપર ઘણી

સારી અસર કરનારી હોવાથી તેની તેવી રીતની પ્રવૃત્તિ તેને શોભા આપનારી ગણાય છે. પોતાના આચાર્ય જ્ઞાનની ચોથી વા પાંચમી ભૂમિકામાં વિદ્યમાન હોય તોપણ તેમને સાતમી ભૂમિકાનો નિરોધકાળે અનુભવ થયેલો હોવાથી તેમને તે બ્રહ્મવિદ્વરિષ્ઠ એમ માનાર્થે કહે વા લખે તો તેમાં પણ તેને તો લાભજ છે. આચાર્ય તો પરમતત્ત્વના અનુભવવડે કૃતાર્થ હોય છે, તેથી તેઓ કોઈ મનુષ્ય પોતાની સ્તુતિ કરે તો તેને ના પાડતા નથી, તેમ કોઈ મનુષ્યને પોતાની સ્તુતિ કરવાની પ્રેરણા કરતા નથી, વા કોઇદ્વારા પ્રેરણા કરાવતા પણ નથી.

રજનીરાય—મંત્રોપદેશ કોણ કરી શકે? ને તત્ત્વજ્ઞાન કોને થાય?

દિવાકર—જેમણે જે મંત્રનો પરમાત્મભાવનાપૂર્વક જપ કરી તેના ફળનો સાક્ષાત્કાર કર્યો હોય તેઓ તે મંત્રનો અન્ય યોગ્ય અધિકારી મનુષ્યની ઇચ્છા થતાં ઉપદેશ કરી શકે. એમાં તેમને પોતાના સદ્ગુરુથી ભિન્ન કોઇની આજ્ઞાની, અનુમતિની કે પરવાનાની અગત્ય નથી. જે વિવેકાદિ ચાર સાધનો સંપાદન કરી, વેદાંતનું શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કરે તેને અન્ય પ્રતિબંધક ન હોય તો તેના સદ્ગુરુશ્રીની કૃપાથી તથા તેના અંતઃકરણના અંતર્મુખપણાથી ગમે તે વર્ણમાં ને ગમે તે આશ્રમમાં તેની સ્થિતિ હોય તોપણ ત્યાં તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે, ને તે તત્ત્વજ્ઞાનદ્વારા તે મોક્ષને પ્રાપ્ત કરી શકે છે.

રજનીરાય—આપણા દેશમાં ધર્મને નિમિત્તે ઝગડા થાય છે તે ઇષ્ટ છે કે અનિષ્ટ છે?

દિવાકર—વ્યવહારને નિમિત્તે પણ કોઇ પણ દેશમાં ઝઘડા ને કુસંપ થાય તે ઇચ્છવાયોગ્ય નથી, ત્યારે ધર્મને નિમિત્તે આપણા દેશમાં ઝઘડા થાય, ને કુસંપ વધે, તે કેમ ઇચ્છવાયોગ્ય ગણાય? જે ધર્મ અંતઃકરણની શાંતિની વૃદ્ધિ કરનારો ગણાય છે તે ધર્મને અંતઃકરણની પ્રાપ્ત શાંતિનો વિઘાત કરવાના કામમાં લેવો તે ધર્મનો નઠારામાં નઠારો ઉપયોગ કર્યો ગણાય છે. પરમતની સહિષ્ણુતા રાખી પોતાના ધર્મમાં જે ઉત્તમ તત્ત્વો હોય તે અન્યને સમજાવવાં, ને બીજાઓની ભૂલ હોય તો તે એક શિષ્ટ પુરુષને શોભે એવી રીતે પ્રમાણ ને યુક્તિવડે પ્રતિપાદન કરવી, પણ એકબીજાનું ધર્મને નિમિત્તે અપમાન કરવું, ને બાળકોના જેવા ઝઘડા ધર્મનું નિમિત્ત આગળ કરીને કરવા એ કોઇ પણ પ્રકારે ઇચ્છવાયોગ્ય નથી. આવા ઝઘડા તે ઝઘડા કરનારની ને દેશની પડતીમાં હેતુભૂત થાય છે. પ્રત્યેક મનુષ્યે પરસ્પર વિશુદ્ધ પ્રેમ રાખી કૃતાર્થ થતાસુધી આદરપૂર્વક સત્ય શોધવું જોઇએ, તોજ તેથી પોતાની ને દેશની સારી સ્થિતિ થશે એમ મને સમજાય છે.

રજનીરાય—આખું જગત્ મિથ્યા છે તો પછી મનુષ્યને મિથ્યા બોલવામાં પાપ શાનું?

દિવાકર—આખું જગત્ બ્રહ્મની અપેક્ષાએ તત્ત્વજ્ઞોની દૃષ્ટિએ મિથ્યા છે, વ્યાવહારિકદૃષ્ટિએ મિથ્યા નથી. મિથ્યા બોલનાર મનુષ્ય વ્યવહારમાં પાપી ગણાય છે. "નાનૃતાત્પાતકં પરમ્ ॥" (અસત્યના જેવું બીજું કોઇ પાપ નથી.) ઇત્યાદિ ઘણાં શાસ્ત્રવચનોમાં અસત્યને મોટા પાપરૂપ કહ્યું છે, માટે વિવેકી મનુષ્યે સર્વદા સત્ય-

ભાષણ કરવું જોઈએ. સત્યભાષણ પણ વિવેકનો એટલે શિષ્ટાચારનો વિચાર કરીને શિષ્ટના મુખમાં શોભે એવું કરવું જોઇએ. રાગદ્વેષવિનાનું, કોઇનું અહિત નહિ કરનારું. ન ચાલતાં પ્રયોજન આવવાથી પ્રયોજનજેટલું બોલવું પડેલું, શ્રોતાને ઉદ્વેગ નહિ કરાવનારું, શિષ્ટોને છાજતું, ને બહુધા શ્રોતાને પ્રિય લાગે એવું સત્ય બોલવું તેજ સત્યભાષણ ગણાય છે.

**રજનીરાય**—આહ્નિકપ્રકાશો ક્ષત્રિય છપાવી શકે? ને યોગકૌસ્તુભ જૈન છપાવી શકે?

દિવાકર—ચારે વેદોનાં આહ્નિકપ્રકાશો વેદધર્મમાં પ્રીતિ રાખનાર તથા યથાશક્તિ વૈદિક ધર્મ પાળનાર ક્ષત્રિય છપાવી શકે. એવા દ્વિજહિતના કામમાં પ્રવૃત્તિ કરનાર ક્ષત્રિયને તથા તે છપાવીને પ્રકટ કરવાની અનુમતિ આપનારને પુણ્યલાભજ છે. યોગકૌસ્તુભ પુસ્તક એક જૈનધર્મીમાં ગણાતા ગૃહસ્થ છપાવે તો તેમાં પણ શાસ્ત્રીયપક્ષે કાંઇ બાધ જણાતો નથી, કેમકે તે સંહિતા, બ્રાહ્મણ કે ઉપનિષદ્ નથી.

**રજનીરાય**—લોકપ્રસિદ્ધ શ્રીમાન નથુરામશર્માના યોગપ્રભાવ તથા તત્વજ્ઞાનની આગળ તથા તેઓશ્રીના પ્રભાવની આગળ શ્રીમાન વૈજનાથજીનો પ્રભાવ તેમની હયાતીમાં નિસ્તેજજેવો લાગતો હતો, માટે મારા ધારવાપ્રમાણે શ્રીમાન વૈજનાથજીપાસેથી શ્રીમાન નથુરામશર્માએ યોગસંબંધી કંઇ પણ જ્ઞાન સંપાદન કરેલું ન હોવું જોઇએ, છતાં મારી સર્વ શંકાઓ દૂર કરવા શ્રીમાન વૈજનાથજીએ શ્રીમાન નથુરામશર્માઉપર પૂર્વે કાંઇ પત્રો લખેલાં હોય તો તે સંબંધી કાંઇ સત્ય હકિકત મને જણાવશો?

દિવાકર—હા. ઘણી ખુશીથી. તમારી શંકા દૂર કરવામાટે તથા મારા આગળના કથનને પુષ્ટ કરવામાટે પૂજ્યપાદ મહાત્મા શ્રીનથુરામશર્માના નામઉપર શ્રીમાન્ વૈજનાથ મોતીરામ ભટ્ટે સં૦ ૧૯૩૫ ના આશ્વિનમાસમાં લખેલા બે અસલ કાગળોx મને એક સ્થળેથી મળી આવ્યા છે. તેમાંથી અગત્યનો કેટલોક ભાગ જેમનો તેમ અહિં તમને જાણવામાટે આપું છું.

પરમસ્નેહી પરમપ્રિય યોગમાર્ગસંશોધક ન૦

ન૦ સ્થળ શ્રીજાફરાબાદ.

લીંબડીથી લી૦ આપનો આજ્ઞાંકિત સેવક વૈજનાથ મોતીરામના સાષ્ટાંગ દંડવતપ્રણામ વાંચશોજી. વિશેષ આપને વિનંતી જે આપે કૃપા કરી મારાપર દયા લાવી આપે મારાપર ભાદરવા વદ ૧૧ બુધે લખેલ કાગળ મોકલ્યો તે વાંચી હું અત્યંત ખુશી થયો છું, અને એજ પ્રમાણે પત્રદ્વારાએ દર્શન દેશો.

* * * * *

બીજું માલમ થાય જે આપે આવિષે શોધ કરવા માંડી છે અને આપ સમાધિ કરો છો એ વાત સાંભળી હું ઘણોજ ખુશી થયો છું, અને હમેશાં હમેશ યાદ કર્યા કરૂં છું. આપનો આની તરફ આવવા વિચાર હતો, તેથી હું હમેશ આપના સમાચાર મારી નાની

x ઉત્તર લખાયા પછી પત્રોને વિસર્જન કરવાના શ્રીમાન્ નથુરામશર્માના નિયમપ્રમાણે શ્રીમાન્ વૈજનાથજીનાં ઘણાં પત્રો વિસર્જન થઇ ગયાં હતાં, માત્ર આ બે પત્રો દૈવવશાત્ એક જિજ્ઞાસુએ વાંચવા લીધાં હતાં ને તેમણે મોકલાવી દેવાથી અહિં પ્રકટ કર્યા છે.

આમીને પૂછતો, તે તેમને પૂછી જોવાથી જણાશે, કે હું આપને કેવી રીતે યાદ કરૂં છું.

સંવત ૧૯૩૪ ના આશો સુદ ૧ વાર:સોમ."

"લીંબડી આશ્વીન સુદી ૧૪ સોમ ૧૯૩૪

યોગવિદ્વર યોગપરાયણ સુજ્ઞ ન૦

સ્થળ શ્રીજાફરાબાદ.

આપનો કૃપાપત્ર આશ્વીન સુદી ૫ શનેઉનો લખ્યો પહોંચ્યો. તે વાંચી અતી આનંદ થયો છે.

* * * * *

આપે ખેચરી વિષે લખી મોકલ્યું છે તેથી આપનો હું ઘણો આભાર માનું છું. સંસ્કૃત મોકલ્યું હોત તોય હરકત તો થોડી આવત, પણ હીંદુસ્થાની ભાષામાંજ મોકલ્યું તે ઘણું સારૂં કર્યું.

* * * * *

લી૦ વૈજનાથ મોતીરામના ઘણા ઘણા કરી સાષ્ટાંગ દંડવત-પ્રણામ આપની સેવામાં અંગીકાર કરશોજી. આપને તસ્દી દીધી છે તે માફ કરશોજી."

**રાજનીય—**આ બન્ને પત્રોઉપરથી મને તો એમ નિશ્ચય થા છે કે શ્રીમાન્ વૈજનાથજીએ યોગસંબંધી કેટલુંક જ્ઞાન શ્રીમાન્ નથુરામશર્માપાસેથી મેળવ્યું છે. વળી શ્રીયુત ત્રિકમલાલ કહેતા હતા કે શ્રીમાન્ વૈજનાથજીને મળ્યા પહેલાં શ્રીમાન્ નથુરામ-શર્મા યોગવિદ્યા જાણતા નહોતા. પછી શ્રીમાન્ નથુરામશર્માના આ-ગ્રહથી શ્રીમાન્ વૈજનાથજીના મામા જેશંકરે પોતાના ભાણેજસાથેનો સંબંધ બંધાવી આપ્યો, તેમાં સત્ય શું છે?

**દિવાકર—**શ્રીમાન્ વૈજનાથજીને મળ્યા પહેલાં ને તેમનું નામ પણ જાણ્યા પહેલાં શ્રીમાન્ નથુરામશર્માએ સ્વાભાવિકધર્મના પુસ્ત-

કની પહેલી આવૃત્તિ છપાવી બહાર પાડી હતી, ને પરમપદબોધિનીના પુસ્તકની હસ્તલિખિત પ્રતિ તૈયાર કરી હતી. આ પુસ્તકો જો શ્રીયુત ત્રિકમલાલે આંખો ઉઘાડીને વાંચ્યાં હોત તો તે પોતાના મેળે કે કોઇની શીખવણીથી આવું કેવળ જુઠું કહેવાનું સાહસ ન કરત. વળી શ્રીમાન્ વૈજનાથજીએ પોતાના હસ્તાક્ષરથીજ ઓળખાણ થઇ ત્યારે શ્રીમાન્ નથુરામશર્માને યોગવિદ્વર એમ પોતાના પત્રને મથાળે લખ્યું છે. અને અંતે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ લખ્યા છે, છતાં આવું અસત્ય કહેવું યોગ્ય નથી. શ્રીમાન્ નથુરામશર્માના શિષ્યપ્રશિષ્યોપાસેથી પ્રયત્નપૂર્વક યોગાદિસંબંધી જાણી લઇ તે સર્વનું શ્રીમાન્ વૈજનાથજીએ કેટલું અનુકરણ કર્યું છે તે જો ત્રિકમલાલના જાણવામાં હોત તો તેઓ નકામાં ખોટાં ગપ્પાં નજ મારત.

રજનીરાય—સ્વાભાવિકધર્મની બીજી આવૃત્તિમાંની હકિકત શ્રીમાન્ વૈજનાથજીની મદદથી શ્રીમાન્ નથુરામશર્માએ મેળવી છે એમ શ્રીયુત ત્રિકમલાલ કહેતા હતા એ વાત શું સત્ય છે?

દિવાકર—આ પણ તેમણે ટાઢા પહોરની અનેક ગપોમાં વધારો કરવા એક વધુ ગપ મારી છે. તેઓ પોતે ગપગોળા ફેંકવામાં નિપુણ હોવા જોઇએ, વા તેમને આવા ગપ ગોળા ફેંકવાની પ્રેરણા કરનાર તે કામમાં ચાલાક હોવા જોઇએ. તે લેખની પ્રસ્તાવનામાં શ્રીમાન્ વૈજનાથજીને પોતાના મિત્ર ગણી, યોગાભ્યાસમાં તેમની રુચિ જાણી, ને તેમાંના કેટલાક વિષયોની પરસ્પર ચર્ચા ચાલેલી હશે તેથી શ્રીમાન્ વૈજનાથજીએ તેમણે આ લેખમાં કાંઇક સાહાય્ય કરી છે એવા ભાવનું જણાવ્યું હશે; વસ્તુતાએ તેમણે અમુક હકિકતમાં સાહાય્ય કરી છે એવું કાંઇ નથી. બીજી આવૃત્તિમાં જે ફેરફાર તથા વધારો કર્યો છે એ બધો શ્રીમાન્ વૈજનાથજીએ

કરાવ્યો છે એમ જો શ્રીયુત ત્રિકમલાલે કહ્યું હોય તો આગળની નવી આવૃત્તિઓમાં પણ બધો સુધારોવધારો શ્રીમાન્ વૈજનાથજીએજ કરાવ્યો હતો એમ શ્રીયુત ત્રિકમલાલે કહેવું જોઇતું હતું, ને તેઓએ જો એમ કહ્યું હોત તો પછી અસત્યની સીમાજ આવી ગઇ એમ જાણવું.

રજનીરાય—પણ શ્રીયુત ત્રિકમલાલ તો કહેતા હતા કે શ્રીમાન્ નથુરામશર્માએ શ્રીમાન્ વૈજનાથજીના પત્રોને અવલંબીને યોગાભ્યાસ કર્યો, ને તેમને નોલી ને ધોતી પણ શ્રીમાન્ વૈજનાથજીએ શીખવી, ને શ્રીમાન્ વૈજનાથજીપાસેથી નેતિ તથા કેટલીક ચોપડીઓ તેમણે મંગાવી હતી, એમાં મારે સાચું શું માનવું?

દિવાકર— એમના કાગળોના સારાસારપણાનો વિચાર તે કાલે શ્રીમાન્ નથુરામશર્માએ કર્યો હોય, ને તેમાંના સત્યભાગને સત્યરૂપે સ્વીકારેલ હોય, તે સ્વાભાવિક છે, પણ તે પત્રપ્રમાણેજ ક્રમપૂર્વક અભ્યાસ શ્રીમાન્ નથુરામશર્માએ કર્યો એવું કહેવાનું સાહસ શ્રીયુત ત્રિકમલાલે સર્વજ્ઞપણું મેળવ્યા વિના કરવું તે અયોગ્યજ છે. નોલી ને ધોતીની વાત પણ સત્ય હોવાનો સંભવ નથી, કદાચ કોઇ કાલે તેને લગતી પરસ્પર ચર્ચા થઇ હશે. યોગને લગતી કોઇ વસ્તુ કે પુસ્તક કોઇ પણ સ્થલેથી મંગાવવામાં જો મોકલનારને ગુરુપદ પ્રાપ્ત થતું હોય તો શ્રીયુત ત્રિકમલાલે શ્રીમાન્ વૈજનાથજીને પૂછી જોવું જોઇતું હતું કે તમે તેવી કોઇ વસ્તુઓ ને પુસ્તકો શ્રીમાન્ નથુરામશર્માપાસેથી મંગાવ્યાં હતાં કે નહીં? ને તેઓએ જો હા પાડી હોત તો પછી શ્રીયુત ત્રિકમલાલે પોતાની આવી અનુચિત ચતુરાઇ વા ડોઢ ડહાપણનો ઉપયોગ અયોગ્ય રીતે કર્યો છે એમ તેમને જણાત.

રજનીરાય—ગાંગજીના બાપ ત્રિકમજીભાઇના ગળાની ગાંઠ શ્રીમાન્ વૈજનાથજીએ યોગબળથી ફોડી નાંખી હતી. માંગરોળના

મકાનાદિની હકિકત યોગબળથી શ્રીમાન્ નથુરામશર્માને લખી મોકલી હતી, શ્રીમાન્ નથુરામશર્માના અભ્યાસની દૂર રહ્યા છતાં શ્રીમાન્ વૈજનાથજીને ખબર પડી હતી, ને શ્રીમાન્ વૈજનાથજીએ તેઓનેમને શેરડામાં એકવાર પ્રવેશ કર્યો હતો, મને એક સર્વરોગનિવારક લાકડી આપી હતી, તેઓ એક વાર શિવલોકમાં ગયા હતા, ને માર્ગમાં તેમણે એક સતીનો શબ્દ સાંભળ્યો હતો, આમ શ્રીયુત ત્રિકમલાલ કહેતા હતા તેનું સમાધાન શું છે?

દિવાકર—રા૦ ગાંગજીના બાપ રા૦ ગાંગજીને નાની ઉમરના મૂકી શ્રીમાન્ વૈજનાથજીની બાલ્યાવસ્થા હશે ત્યારે ગુજરી ગયા હતા, એટલે તેમની ગાંઠ ફોડવાની વાત તો વંધ્યાપુત્રની કહાણીજેવી મિથ્યા છે. તેમના મામા પરમાનંદને એક વેળા ગળામાં ગાંઠ થઇ હતી, ને તે દુઃખદ સંસ્કારોની નિવૃત્તિ ઓષધાદિથી થઇ હતી. તેમણે શ્રીમાન્ વૈજનાથજીને જે પાંચ રૂપીઆ મોકલાવેલા તે બહુધા તેમને સુપાત્ર જાણી દાનનિમિત્તે હશે, કાંઇ તેમના ચમત્કારનિમિત્તે નહિ હોય. બાકીની છ વાતો પ્રત્યેક કામમાં પોતાની ચમત્કૃતિ માનવાના ને અન્ય પ્રાકૃત મનુષ્યોને તેમ સમજાવવાના સ્વભાવવાળા શ્રીમાન્ વૈજનાથજીએ પોતાના કલ્પનામય પ્રદેશમાંથી કાઢી શ્રીયુત ત્રિકમલાલને કહી હશે, ને શ્રીયુત ત્રિકમલાલ કે જે વિચાર કરવાનો કાંઇ પણ શ્રમ લે એવા નહોતા, તેમણે વધુ ગપ મારવામાં વધુ ડહાપણ હશે એમ સમજી એ વાતો પ્રકટ કરી હશે. એ છ વાતોમાં માત્ર શ્રીમાન્ વૈજનાથજીએ પોતાની સિદ્ધાઇ બતાવવાની ભમણાવાળી યુક્તિ વાપરી છે, ને અટકળવાળાં ગપાં હાંકયાં છે, સત્યનો ઉપયોગ કર્યો નથી.

રજનીરાય—શ્રીમાન્ નથુરામશર્માએ ગુરુદીક્ષાની માગણી કરી, પછી કામનાથમાં શ્રીમાન્ વૈજનાથજીએ તેમને ગુરુદીક્ષા આપી,

શ્રીમાન્ નથુરામશર્માએ ત્યાં ગુરુસ્તુતિ કરી, ને ત્યાં તેમને ગુરુદક્ષિણા આપી, એમ શ્રીયુત ત્રિકમલાલ કહેતા હતા તે વાતને કાંઇ પગ છે ?

દિવાકર—આ શંકાનું સમાધાન તમને આગળ અપાઇ ગયા છતાં પુનઃ તેના ઉત્તરમાં કહું છું કે શ્રીમાન્ વૈજનાથજીને ગુરુદીક્ષા આપવાનો ઉત્સાહ બહુ હતો, તે વાત સાચી છે, પણ શ્રીમાન્ નથુરામશર્માએ તેમના હૃદયાદિની સ્થિતિ જોઇને એ વાતનો સ્વીકાર કર્યો નહોતો. ગુરુદીક્ષા આપવાની માગણી કરી હતી એ વાત તો આકાશમાંનાં વૃક્ષોને ઘણાં ફુલો આવ્યાં હતાં તે વાતના જેવી સાચી વાત છે. કામનાથ નિવૃત્તિવાળું ને રમણીય સ્થાન હોવાથી તેમને તે દેખાડવામાટે શ્રીમાન્ નથુરામશર્મા પોતાના કેટલાક આશ્રિતોને સાથે લઇને ત્યાં ગયા હતા, તે સત્ય છે. ગુરુસ્તુતિની ને ત્યાં દક્ષિણા આપ્યાની વાત ગગનકુસુમજેવી શબ્દમાત્ર છે. ત્યાં તેવું કાંઇ બન્યું નહોતું. તેમને માંગરોલથી વિદાય કરતી વેળા આવેલા અતિથિનો કાંઇ સત્કાર કરવો જોઇએ તે આર્યધર્મના નિયમે તેમને કાંઇ અપાયું હશે એ વાત સાચી.

રજનીરાય—શ્રીમાન્ નથુરામશર્મા જે પુસ્તક રચતા તે શ્રીમાન્ વૈજનાથજીને મોકલાવી તેમની પાસે સુધરાવતા હતા એમ શ્રીયુત ત્રિકમલાલ જણાવતા હતા આ વાતમાં કાંઇ તથ્ય છે ?

દિવાકર—એ વાતમાં ઘાટા અંધારામાં પ્રકાશના સદ્ભાવ જેવું તથ્ય છે. કયા ગ્રંથો તેમની પાસે સુધરાવવા મોકલ્યા હતા ? ને તેમણે તેમાં કયો કયો સુધારો કર્યો હતો ? તે તમે શ્રીયુત ત્રિકમલાલને પૂછ્યું હોત તો એ વાતની ભ્રાંતિયુક્ત ઇમારત પડી ગયાનું તમને તમારી મેળેજ ભાન થયું હોત, ને આ એક ગપગોળો છે એમ તમને સ્પષ્ટ સમજાયું હોત.

**રજનીરાય**—એક વેળા શ્રીમાન્ વૈજનાથજી લખતરથી લીંબડી આકાશમાર્ગે ઊડીને આવ્યા હતા, એક વેળા તે ભૂતોને પાટલીમાં રાખતા હતા, ને તેમને રમાડતા હતા, એક વેળા એક અતીત વાઘરૂપ થતો હતો તેમને તેમણે વાઘરૂપ નહોતો થવા દીધો, ઇત્યાદિ ચમત્કારોની વાતો, ને બાઇ પરસનનામની તેમની એક શિષ્યા પૃથિવીથી એક હાથ અધર રહી શકે છે એ વાત શ્રીયુત ત્રિકમલાલ કહેતા હતા તે સાચી હશે?

દિવાકર—શ્રીયુત ત્રિકમલાલનાં સર્વ કથનો પ્રાયશઃ તેમના પેરકની પરનિંદા કરાવવાની ને તેમની (શ્રીમાન્ વૈજનાથજીની) ખોટી સિદ્ધાઇ જણાવવાની લાલસાથી આવિર્ભાવ પામેલાં છે. એ બધી વાતો મારા જાણવામાનવાપ્રમાણે તો તુતેતૂત છે. તેમાંની એક વાત સાચી હોવાનો લગારે સંભવ નથી. મલિન ભૂતો રમાડવાનું તેમનું સામર્થ્ય જણાવ્યા કરતાં તેમનું બ્રહ્મધ્યાનનું સામર્થ્ય જણાવ્યું હોત તો ઠીક થાત. તેમની શિષ્યા બાઇ પરસન જો એક હાથ પૃથિવી ઉપર રહી શકતાં હોય તો એક હાથ નહિ પણ એક વેંતજ પાંચ સમજુ તટસ્થ માણસની સમીપ ઉંચે રહી દેખાડે એટલે થયું. આવાં આવાં અસત્યો પ્રકટ કરવાથી જડશ્રદ્ધાવાળાં મૂર્ખ મનુષ્યોમાં કદાચ શ્રીમાન્ વૈજનાથજીને માન મળ્યું હોય, પણ તેથી સત્યધર્મને કેટલી હાનિ પહોંચે છે, તથા સમજુઓ કેવા હસે છે, તે શ્રીયુત ત્રિકમલાલજેવાને ક્યાંથી સમજાય? એમણે તો માત્ર પરનિંદા કરવાનું ને બાળકોના જેવી ચમત્કારોની કહાણીઓ કહેવાનુંજ મનની ભ્રમણાથી સ્વેચ્છાએ કે પરેચ્છાએ વ્રત લીધેલું હતું એમ જણાય છે.

**રજનીરાય**—શ્રીયુત ત્રિકમલાલ કહેતા હતા કે આર્યસમાજની તકરારઉપરથી ઠાકોરસાહેબે પોતાની રૈયત અને બીજી પ્રજાના

શર્મહિતસારુ શ્રીમાન્ વૈજનાથજીને ચારે વેદનાં આહ્નિક તૈયાર કરવાનું કહ્યું હતું, તે પ્રમાણે તેમણે તૈયાર કરી, શ્રીમાન્ નથુરામશર્માને તેના પ્રેસકોપી કરી છપાવવા ભલામણ કરી હતી.

દિવાકર—આ વિષે મેં તમને આગળ સમાધાન આપ્યું છે, છતાં તમારા મનના સમાધાનમાટે પુનઃ કહું છું કે ઠાકોરસાહેબે આવા ગ્રંથોની અગત્ય છે એમ શ્રીમાન્ વૈજનાથજીને કહ્યું હશે, તેથી ઠાકોરસાહેબની વતી શ્રીમાન્ વૈજનાથજીએ શ્રીમાન્ નથુરામશર્માપાસ એવા ભાવની માગણી કરી હશે કે જો આવા ગ્રંથો તમારા તરફથી રચાય તો ઠાકોરસાહેબ તે છપાવી પ્રકટ કરાવશે. ઠાકોરસાહેબની ઇચ્છાથી શ્રીમાન્ વૈજનાથજીએ ચારે વેદનાં આહ્નિકો તૈયાર કર્યાં; ને શ્રીમાન્ નથુરામશર્માએ તેની માત્ર છાપવાની પ્રત કરી એમ કહેનાર શ્રીયુત ત્રિકમલાલે "नानृतात्पातकं पर" (અસત્યના જેવું બીજું મોટું પાપ નથી,) એવું શાસ્ત્રવચન સાંભળ્યું હોય એમ જણાતું નથી, ને સાંભળ્યું હોય તો તેના ઉપદેશના પરિત્યાગમાં પુણ્ય માન્યું હશે, નહિ તો તે આવું હડહડતું અસત્ય બોલવાની કદીપણ હિમ્મત ન કરત. એ આહ્નિકપ્રકાશોમાં એક શબ્દની કે એક વાક્યની પણ તેમની મદદ લેવાઇ નથી. આવું હડહડતું મિથ્યા પ્રકટ કરવામાં તેમને કાંઇ પણ શરમ આવી નથી એજ તેમના મનની કેવી યોગ્યતા હશે એમ જણાવી આપે છે.

રજનીરાય—શ્રીયુત ત્રિકમલાલે શ્રીમાન્ વૈજનાથજીનું જીવનચરિત્ર બનાવ્યું છે તેમાં એક સ્થળે લખ્યું છે કે બાહ્ય પરજનની યોગ્યતા શ્રીમાન્ નથુરામશર્માકરતાં વધારે છે, અર્થાત્ બાહ્ય પરસનયોગમાં શ્રીમાન્ નથુરામશર્માકરતાં વધારે આગળ ચઢી ગયાં છે. તેમાં સત્ય શું ? અને આ પરસનબાહ્ય ક્યાં રહે છે ?

દિવાકર—જેઓ ખરા યોગી તથા તત્ત્વજ્ઞ મહાપુરુષો છે તેઓએ દરેક વસ્તુમાં આત્માનો અભેદ અનુભવેલો હોવાથી હું મોટો છું અને બીજાઓ મારા કરતાં ઊતરતા છે એમ કહેતા નથી, પરંતુ જેમ પુંશ્ચલી સ્ત્રી દેવમંદિરોમાં સતી સ્ત્રીના કરતાં બીજાઓને પોતાની દાંભિક ભક્તિ બતાવવામાટે વધારે દોડાદોડી કરી મૂકે, તેમ જેઓ ખરા યોગી કે તત્ત્વજ્ઞ નથી તેઓ પોતાને બીજાથી મોટા કહેવરાવવા બીજાઓપાસે વિવેકને કોરાણે મૂકી કંઇ પોતાના જીવનચરિત્રમાં કે બીજાં પુસ્તકોમાં વધારે પડતું પ્રકટ કરાવી દે તો તેમ કરવામાં તેમનો કોઇ પ્રત્યક્ષ રીતે હાથ ઝાલવા જતું નથી, પરંતુ જેમ ઉચ્ચ દેવની બરોબરી સામાન્ય દેવ ન કરી શકે, અતિરથીની બરોબરી એક રથી ન કરી શકે, સતીની બરોબરી સો ઠેકાણે ફરી આવેલી કોઇ સ્ત્રી ન કરી શકે, અને રાણીની બરોબરી કોઇ સાધારણ સ્ત્રી ન કરી શકે, તેમ શ્રીમાન્ નથુરામશર્માના યોગપ્રભાવની આગળ શ્રીમાન્ વૈજનાથજીનો પ્રભાવ સૂર્યના આગળ તારાના પ્રકાશજેવો ઝાંખ મારતો હોય ત્યાં યોગનું ખરું રહસ્ય ન સમજનારાં બીચારાં પરસનબાઇનું શું ગજું કે તેઓ વળી પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નથુરામશર્માકરતાં યોગમાં વધુ જાણતાં હોય? તે બાઇને આટલે બધે ઉંચે ચડાવવામાં મને તો ખરેખરો હેતુ એ સમજાય છે કે પરસનબાઇ શ્રીમન્નથુરામશર્માથી વધારે ચઢીયાતાં છે એમ પ્રકટ થાય તો લોકો એમ સમજે કે શ્રીમાન્ નથુરામશર્મા આવા સમર્થ યોગી છે તો જ્યારે પરસનબાઇ તેમના કરતાં વધારે ચઢી ગયાં છે તો તે પરસનબાઇના ગુરુ શ્રીમાન્ વૈજનાથજીતો કેટલાએ ઉંચા ચઢી ગયા હશે! બાકી વસ્તુતાએ તો પરસનબાઇ ફક્ત નેતિ કરતાં જાણે છે, અને જ્યાં હોય ત્યાં ધોતી ગળીને બીજાઓને

બતાવે છે. તે સિવાય મનને સૂક્ષ્મ કરીને વૃત્તિને કેવી રીતે ધ્યેયાકાર કરવી તે સંબંધી બીજું કંઇ પણ જાણતાં હોય એમ લાગતું નથી. તઓ અમદાવાદનાં રહીશ છે.

રજનીરાય—પરસનબાઇ નેતિ ધૌતી કરે છે એ તમને નાની રમતજેવું લાગે છે તો શ્રીમાન્ નથુરામશર્માના શિષ્યમંડળમાંથી કોઇ બાઇએ કે ભાઇએ નેતિ ધોતી કરી હોય એવું તમે કહી શકશો ?

દિવાકર—શ્રીમાન્ નથુરામશર્માના શિષ્યમંડળમાંથી એક નહીં પરંતુ સેંકડો શિષ્યોએ અને કેટલીક શિષ્યાઓએ પણ નેતિ ધોતી કરી છે અને તેઓશ્રીના એક શિષ્યે તો બીજાં સ્ત્રીપુરુષોને પણ રમતમાં નેતિ ધોતી કરાવી દીધી છે. કંઇ નેતિ ધોતી કરવાથી યોગ સિદ્ધ થતો નથી. યોગનું સ્વરૂપ તો જુદુંજ છે. પરંતુ માત્ર નેતિ ધોતી કરીને પોતાને યોગી કે યોગિની માનનાર હૃદયના અંધાપાવાળાં પામર મનુષ્યોને યોગની દિશાનું પણ ભાન ન હોય એ દેખીતુંજ છે.

છેવટે તમને સાચી શીખામણ આપવાની કે આ સિવાય બીજાં જે જે ગપો તમારી આગળ માત્ર શ્રીમાન્ વૈજનાથજીનું ખોટું માન વધારવા તેમના હથિયારરૂપ થયેલા શ્રીયુત ત્રિકમલાલે નિવેદન કર્યાં હોય, તથા તેમના બીજા પ્રાકૃત શિષ્યો જે ગપો મારતા હોય, તે તે ગપોનું તમને વિસ્તારથી સમાધાન આપી મારા અમૂલ્ય સમયનો દુરુપયોગ કરવાની મારી લેશ પણ ઇચ્છા નથી, માટે આ પ્રસંગ હું આટલેથીજ સમાપ્ત કરવા ઇચ્છું છું.

“ सत्यमेव जयते नानृतम् ॥

મ૦ મ૦ ત્રિવેદી.

# દૈવી ક્રિયાનો અદ્‌ભૂત ચમત્કાર.

અમારી દૈવી ક્રિયાવડે ઘણા અસાધ્ય રોગોથી પીડાતાં મનુષ્યો સાજાં થયાં છે એટલુંજ નહીં પરંતુ આ દૈવી ક્રિયાથી કેટલીક સ્ત્રીઓને ગર્ભ પણ રહ્યા છે. પરગામના તથા અમદાવાદના દરદીઓનાં ભયંકર દરદો દૂર કરવા માટે ખાસ કાળજી રાખવામાં આવે છે. ફક્ત બેજ પ્રમાણપત્રો વાંચવાથી આપને આ વિદ્યાની અદ્‌ભૂત ચમત્કારની ખાત્રી થશે.

## પ્રમાણપત્ર.

### શ્રીમાન્ મહાશય મણિલાલ મગનલાલ ત્રિવેદી.

### શ્રીસનાતન ધર્મના સેક્રેટરી રાયપુર પખાલીની પોળ અમદાવાદ.

જત હું આપને આ પ્રમાણપત્ર લખી આપું છું કે મારાં માશી બાઇ પદ્માવતિ (શીવલક્ષ્મી) કે જેઓ લગભગ ત્રણ ચાર વર્ષથી હીસ્ટીરીઆના ભયંકર દરદથી પીડાતાં હતાં તેઓએ અમદાવાદના ઘણા વૈદ્ય ડાક્ટરોની દવા કરી હતી, પરંતુ કોઇ પણ વૈદ્ય ડાક્ટરોની દવાથી તેમના રોગમાં ન્યુનપણું થયું નહોતું. પરંતુ અમારી માશીના ભાગ્યોદયે આપ ઋષિવિદ્યાના બળથી આવા રોગો દૂર કરો છો એમ કોઇ બાઇ પાસેથી સાંભળવામાં આવતાં અમારી માશી તમારી પાસે આવ્યાં અને હું લખવાને ઘણોજ પ્રસન્ન

થાઉં છું કે આપે તેમનો ત્રણ ચાર વર્ષનો હીસ્ટીરીઆનો રોગ પ્રદર રોગ આપની દૈવી ક્રિયાથી મૂળમાંથી મટાડયો તે માટે આ સહસ્ત્રવાર ધન્યવાદ આપું છું. અને હું મારા ખરા અંતઃકરણથી ઇચ્છું છું કે મારી માશી જેવાં દરદોથી પીડાતી અન્ય સ્ત્રીઓ પણ આપ પાસે આવે તો તેઓનાં દરદો પણ મૂળમાંથી નાબુદ થાય.

લી૦ આપનો કૃપાકાંક્ષી

**ધીમંતરાય ચીમનલાલ પંડિત.**

નાના સુતારવાડાની પોળ ખાડીઆ—**અમદાવાદ.**

## ગર્ભ સંબંધી પણ એક પ્રમાણપત્ર વાંચો.

પ્રિયભાઇ મણિલાલ.

...............તમે કાશી ઉપર ક્રિયા કર્યા પછી કાશીને ગર્ભ રહ્યો છે ...............વિગેરે. મો૦

પત્રવ્યવહાર નીચે પ્રમાણે કરશો.

**મણિલાલ મગનલાલ ત્રિવેદી.**

રાયપુર—પખાલીની પોળ, ચાર શેરી—**અમદાવાદ.**

